# BODH MALA

PART 1st.

VURAJBHAI WAGHJEEBHAI.

*ASSISTANT MASTER. V. SCHOOL.*

**BHADRAN.**

# बोधमाळा, भाग १ लो.

રચી પ્રસિદ્ધ કરનાર

## વરજભાઈ વાઘજીભાઈ પટેલ.

આસિ. વ૦ સ્કુ—શ્રી ભાદરણ.

અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીન્ટીંગ અને
જ૦ એ૦ કું૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સન ૧૮૮૭. સંવત ૧૯૪૩.

કિંમત ૦-૩-૦ ત્રણ આના.

ટપાલખર્ચ ૦-૦-૬

# BOTH MALA.

PART 1st.

VURAJBHAI WAGHJEEBHAI.
*ASSISTANT MASTER. V. SCHOOL.*
**BHADRAN.**



# बोधमाळा, भाग १ लो.

રચી પ્રસિદ્ધ કરનાર
**વરજભાઈ વાઘજીભાઈ પટેલ.**
આસિ. વ૦ સ્કુ—શ્રી ભાદરણ.

---

અમદાવાદ

નામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જ૦ એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સન ૧૮૮૭. સંવત ૧૯૪૩.

કિમત ૦-૩-૦ ત્રણ આના.

ટપાલખર્ચ ૦-૦-૬

# પ્રસ્તાવના.

મારા ગુર્જર ભાઇઓ અને બેનો!! આપની સ્વલ્પ સેવા દાખલ હું એક અલ્પ જ્ઞાની મનુષ્ય પ્રાણી, સ્વદેશમાં ઉછરાએલો અને સ્વજન મિત્રોના સહવાસમાં દીન પ્રતિદીન રમત ગમત વડે કંઇ થોડીઘણી કેળવણી પામીને ઉપલા નામ વાળુ પુસ્તક લખવાનું મેં સાહસ લીધું છે. અને તેમાં આપના પ્રત્યેનો મારો બંધુ ભાવ પ્રકાશમાં લાવવાની ઇચ્છા રાખુંછું. હું કાંઈ કવિ નથી પણ માત્રા અને અક્ષરમાં મેળવવા બનતી કાળજી રાખી છે. મિત્રો! તે ઇચ્છા વડે હું મારી ફરજ, મારૂં કામ, મારો ધર્મ, એ બરાબર રીતે બજાવી શકીશ એવી મને ખાત્રી થાય છે. માટે મારા ગુર્જર બંધુઓએ તેમના પ્રત્યેનો આ અમારો બંધુભાવ માન્ય કરવો જોઇએ. હું આપને કંઇ પૂંજી કે દોલત આપીશકતો નથી. પણ આ શિક્ષાપત્રી રૂપી જે જુજ ભેટ આપને અર્પણ કરૂંછું તે સ્વિકારશો એવી કર્ત્તાને આશા છે.

આ ઘણુંખરૂં મારો પેહેલો પ્રયાસ છે તેથી ભૂલો હશે તે માફ આપશો. મિત્રો! મેં આપની પ્રથમ સેવામાં "પ્રમાદ મોટો શત્રુ છે" એ નામનું પુસ્તક બાહેર પાડ્યું હતું તેનો યોગ્ય સત્કાર બુદ્ધિમાન પુરૂષોએ કર્યોછે તેમનો આટાણે ઉપકાર માનવા ચૂકતો નથી; તેમ મને કેળવણી આપનાર માજી માસ્તર સા૦ મે૦ મનસુખરામ રાયચંદ ભાઇનો આ વેળા ઘણોજ આભારીછું? તથાસ્તુ.

ભાદરણ } લી૦ નમ્ર સેવક.
તા.૧૦-૨-૮૭ } છ૦ વા. પટેલ.

## સાંકળીયું.





# बोधमाळा भाग १ लो.



## मंगळाचरण दोहोरो.

ધરણી ધારણ એ પ્રભુ, વિશ્વના કર્તા આપ;
ભક્તિ કરૂં હું ભાવથી, ટળવા ત્રણે તાપ. ૧
બોધકમાળા બોધની, રચવા રાખું આશ,
સા'ય કરો એ શામળા, ટાળીને સૌ ત્રાશ.

## गुरुप्रत्ये धर्म दोहोरो.

ગુરૂ કહે તે ધ્યાનમાં, લઇને કરશે વાત;
જ્ઞાન ઘણેરૂ પામશે, એથીતો સાક્ષાત. ૩
વચન ગુરૂનું નવ ગણે, આપ વખાણે બોલ;
કેવળ રાસભ જાણવો, તે તો તૃણા તોલ. ૪
ગુરૂને ગણજો સર્વદા, પિતૃ સમ તો આજ;
નહિ તો મારા સજ્જનો, વણસે સઘળાં કાજ. ૫
વિદ્યારૂપી લક્ષ્મીને, આપે એ નિરધાર;
ખાધે તો ખૂટે નહીં, અખૂટ એ ભંડાર. ૬

લૂટી લે કોઈ લક્ષ્મિને, નવ લંટે વિદ્યાય;
વિદ્યાથી આ વિશ્વમાં, માન ઘણુંજ પમાય. ૭
વિદ્યાથી વેપાર થાય, સૂઝે સવળાં કામ;
વિદ્યા નહીં જે મનુષ્યમાં, ઓછી દીસે હામ. ૮
માન રાખો ગુરૂતણું, હેતે કરી પૂજાય.
તેથી સરસ્વતી માતને, સે'લ રીતે પમાય. ૯

## ઇશ્વરપ્રસે ધર્મ.

### મનહર.

ઇશ્વરનું આજ તમે, ધ્યાન ધરો દાસ થઈ,
પાતક તો પાર જશે, વાર નહીં લાગશે;
એવો એતો ન્યાયી ખરો, તપાસીને જુઓ નરો,
બીક રાખી તમે ફરો, સુખ શુભ જાગશે. ૧૦
ઇચ્છા એની સદા પાળો, તો તો સુખ સર્વ ભાળો,
એવો જુઓ દેવ ધારો, તમે શુભ રીતથી;
ઇશ્વરની ઇચ્છા થકી, સર્વ બન્યુ વિશ્વ વિશે,
માટે એનું નામ સર્વે, પ્રિછો તમે પ્રિતથી. ૧૧
ઇશ્વરને ખોળો તમે, નક્કી સુણો આવે સમે,
દાવ નહીં આવો મળે, એને નવ વિસરો;
એની જુઓ નિશાનીઓ, ભાવે ભાળો આકાશને,
વળી વળી તારાવડા, શુભ છે સરોવરો. ૧૨
નદિઓને બેટ વળી, છેક નવ આવે એક,
સૂરજને ચંદ્રવળી, શુભ તો પ્રકાશેછે;
માનવીને માટે કર્યાં, ધાન્ય સર્વ નવ નવાં,
માટે માનો ઉપકાર, સુખ એથી ભાસેછે. ૧૨

### દોહરો.

ઇશ્વરને ભાવે ભજો, હૈયે રાખી હામ;
તો તો તારણ આવશે, પૂણ્ય તણું આ કામ. ૧૪

## माबापमत्ये धर्म.

### દોહરો.

ગુંણ ઘણા માબાપના, પામે નહિ કો'પાર;
બાળપણામાં પાળીને, ઉછેરે નીરધાર. ૧૫
માટે કરવી તેમની, સેવા તો સાક્ષાત;
ઇશ્વર રાજી થાયછે, એથી તો મુજ ભ્રાત. ૧૬
સેવા કરજો પ્રેમથી, રાખી મન ઊમંગ;
આશિષ દેશે અતિ ઘણી, ન્હાય જેમ જન ગંગ. ૧૭
નાનપણમાં પાળીને, ઊછેર્યા આ ઠાર;
દુઃખ વેઠી સુખ આપીયું, રાખીને નહીં બાર. ૧૮
શીર છત્રને તિર્થરૂપ, પવિત્રરૂપ ગણાય;
પાડ વાળવા વખત તું, આપજે ઓ ! જગરાય. ૧૯
વિપત વેઠી અતિ ઘણી, આપ્યું અત્યંત સુંખ;
સંકટથી ઉગારીયો, વેઠી પોતે દુઃખ. ૨૦
વિદ્યારૂપી ધન્ય તે, પ્રાપ્ત કર્યું નિરધાર;
ગુંણ અતિશે ઓપતા, એહ તણાજ હજાર. ૨૧
સુખ આપી અતી ઘણાં, પાળ્યો એ માબાપ;
માટે રે ! ઓ સજ્જનો, એ ગુંણ છે અમાપ. ૨૨
માટે સેવો માનવી, માત પિતાને વાર;
જાણો જીવો ત્યાં લગી, તેહ તણા આભાર. ૨૩

## रुसवत.

### મનહર.

લાંચતો ન લેશો કદી, તો તો સુખ થાશે ઘણું,
એમ ગણો આપ નક્કી, એથી ઇશ રીઝશે;
દૂધના તો દૂધમાં છે, પાણીનાજ એમ ગણો,
પ્રથમ તો ભલું લાગે, પછી દુઃખ આવશે. ૨૪
ગરીબ તો મરી જાય, દુષ્ટ જન રાજી થાય,
લાંચ આપી છૂટી જાય, દુષ્ટ એવા કામથી;
ગુન્હો કરે દુષ્ટ જ્યારે, ગરીબ તો મરે ત્યારે,
ઇંનસાફ આડો કરે, લાંચની લાલચથી. ૨૫
વેપાર તો વધે નહીં, કારણ તો એવું બને,
નાણું લઈ નવ આપે, એવા તો હજાર છે;
સરકારે જાણ કરે, પ્રથમ તો ધ્યાન ધરે,
કામ કાઢે ઝટપટ, પછી લાંચ ખાય છે. ૨૬
રૂશવત રેશે નહીં, કિર્તીકોટ શોભે ઘણો,
લાંચ નવ લેવા તણો, જરૂર વિચારજો;
જન જુઓ આજ તમે, જન્મ રૂડો અમુલખ,
માટે મારા મિત્ર સહુ, ચિત્તે ખૂબ જાણજો. ૨૭

### દોહરો.

લાંચે લાજ ઘટે ઘણી, જુઓ વિચારી આપ;
જશ જાએ આ વિશ્વમાં, તેમજ ઉપજે તાપ. ૨૮

## परोपकार.

### દોહરો.

પરોપકાર કરો તમે, ધરી અંગ ઊલાશ;
પરોપકાર કર્યા થકી, થાય શોકનો નાશ. ૨૯

બીજાને કામે લાગે, તેથી નહીં ઘસાય;
વિશ્વપાળ રાજી રહે, એથી તો સુખ થાય. ૩૦
ભાગ લઇને ભોગવો, દુઃખ સુખને સદાય;
તેશે ઇશ્વર આપશે, કરશે સારી સા'ય. ૩૧
કરે ગુંણ જે અવરને, લોકકિર્ત્તી ગણાય;
અને વળી ઇશ્વર તે, જોઈ રાજી થાય. ૩૨
માટે મારા સજ્જનો, ગુણ લહો એ અમુંલ;
એ ગુંણ જેહ નવ ધરે, જીવતર જાણો ધૂળ. ૩૩
દુઃખ જોઈ દિલગીર થવું, એવી રાખો રીત;
દુઃખ ટાળવા મદદ કરો, તેથી થાશે પ્રિત. ૩૪
પુણ્ય તણું આ કામછે, કલ્યાણનું એ મૂળ;
માટે સાહો સર્વદા, નહિ તો જીંદગી ધૂળ. ૩૫
વિક્રમ પરદુઃખ ભંજનો, કહેવાયો નિર્ધાર;
એ ઉપકાર કરે ઘણો, પુણ્ય તણો નહિ પાર. ૩૬
એ આદી અતીશે થયા, પર ઉપકારી રાય;
માટે મારા બંધુઓ ! ખરો ગુંણ જણાય. ૩૭

## સંપ.

### મનહર.

સંપ કરો સર્વ નરો, નહીં તો આવશે મરો,
જરૂર વિચારી ચાલો, અવસર ઠીક છે;
ફૂટા ફૂટે ટળી ગયાં, રાજ મોટા રાજા તણાં,
આપણે તે શા લેખામાં, જન્મ જાણે ધિક છે. ૩૮
સંપ કરો સર્વ કામે, દેશમાં ને ગામ ગામે,
ઘરો ઘર એમ કરો, આવો ભલો જોગ છે;

દારૂગુ તો વેરી નાંખો, મોટા મોટા દુઃખતણું,
જરૂર જણાશે ત્યારે, ભલા ભલા ભોગ છે. ૩૯
સંપમાં સુખજ ઘણાં, કુસંપ તરત હણો,
તો સુખજ પામો તમે, માટે સાહો પ્રિતથી;
સંપ કરો કુટુંબમાં, ભય નહીં આવે કોય,
શત્રુ સર્વ નાશ પામે, સંપતણી બીકથી. ૪૦
કારણ તે એવું બને, જાણે ઘણા જણ ત્યાંય,
અને વળી સંપ ઘણો, જરૂર વિચારશે;
બહુ છે ઉદાહરણ, કહે પાર આવે નહીં,
સુખી થશે તેહ જન, જેહ સંપ ધારશે. ૪૧

દોહરો.

સંપ નહીં જે દેશમાં, ત્યાં દીશે ઉત્પાત;
ઘણા સજ્જન સમજજો, ખુબ વિચારી વાત. ૪૨

## ધૈર્યતા વિષે.

દોહરો.

ધૈર્ય ધરે નહિ જે જન, કરે ભ્રષ્ટ વિચાર;
તે નરનો આ વિશ્વમાં, ઓછો દીસે ભાર. ૪૩
ઉંઃગી જાણો તેહની, જાશે બારોબાર;
નહિ તો એવા દુષ્ટનો, ઓછો દીસે ભાર. ૪૪
ધરણીપર જનમી સદા, કરવો પર ઉપકાર;
નહિ તો આ સંસારમાં, ઓછો દીસે ભાર. ૪૫
વિપત પડે અતિ ઘણી, ધૈર્ય મનમાં ધાર;
ધૈર્ય વિના મનુષ્યનો, ઓછો દીસે ભાર. ૪૬
ધૈર્ય તજીને આ નરો, થાઓ સૌ સુખકાર;

નહી તો જાણો એ જન, ઓછો દીસે ભાર. ૪૭
ધૈર્ય ધર્યામાં ગુણ બહુ, નફાનો નહિ પાર;
નહિ ધરે જન ધૈર્ય તે, ઓછો દીસે ભાર. ૪૮
હામ બિડી કામ આદરો, સઘળાં થાશે સાર;
કામ ન કરે ધૈર્યનાં, ઓછો દીસે ભાર. ૪૯
સુણો સ્નેહી મીત્ર સૌ, રાખી પ્રભુપર પ્યાર;
ભય થકી જેહ ભાગશે, ઓછો દીસે ભાર. ૫૦
ઓ! અલ્પાયુષ્ય માનવી, રાખી રૂડો ટેક;
ધૈર્ય ધરો તજી બીકને, રાખી આશરો એક. ૫૧

## सोबत.

### મનહર.

સૂણો તમે સર્વ જનો, સંગત તો સારી કરો;
દૂર જન છોડી દેજો, તેથી સુખ જામસે,
સારા મિત્રો સુખ કરે, વળી સા'ય કરે ઘણી,
નબળાથી નવ ગણો, સુખ લેશ આવશે. ૫૨
મિત્ર સુભ એક રાખો, તેથી સુખ બહુ ચાખો,
દુઃખ સર્વે દુર જશે, એવા મિત્ર કામના;
સોબતની અસરછે, સંગતનાં ફળ મળે,
સારાં કીંવા નબળાં તે, જેવી મન ભાવના. ૫૩
મિત્ર નિરક્ષર નવ, કરો તમે આવે સમે,
વિરતીતો જગ મધ્યે, નહીંજ કરાવશે;
માટે એવા મિત્ર તમે, જલદીથી છોડી દેજો,
નહીં તો નક્કી તમને, દુઃખ ઘણુ પીડશે. ૫૪
સજ્જન તો સમજશે, કરી મિત્ર શુભ વળી,

એવું એવું કહી કદી, મુખ મિત્ર રાખશે;
પણ ઘણા મૂર્ખજન, મૂર્ખમિત્ર સાથે મળી,
શુભ આવી દેહ મૂકી, દુષ્ટ કામ કરશે. ૫૫

દોહરો.

જીવ જાએ પોતા તણો, પણ નવ છોડે યાર;
વિપત્ત પડે અતી ઘણી, મદદ કરે તે ઠાર. ૫૬

## साहस.

દોહરો.

વગર વિચાર્યું નવ કરો, થાશે એથી શોક;
એથી મારા સજ્જનો, થાશે આખર ફોક. ૫૭
પસ્તાવો પછીથી થશે, મન થાશે ઉચાટ;
ધિક પડ્યો આ જન્મ તે, જીવતર ઊઠી વાટ. ૫૮
વિચારોને ઉચરો, જનો તમે સાક્ષાત;
નહિતો એથી વણસશે, વિપ્રિત થાશે વાત. ૫૯
વદેલું નથી પેસતું, મુખ પોતાના માંય;
તો સાહસ કેમ સાંખશે, બીજા તે જન કોય. ૬૦
વગર વિચાર્યું એટલું, સાહસ જાણો આપ;
નફાનું કે અવગુણનું, પુણ્ય કરો કે પાપ. ૬૧
સાહસથી જાણો તમે, જરૂર વિચારો મન;
જેનામાં સાહસ નહીં, એવાને છે ધન્ય. ૬૨
સાહસ જનનો જગમધ્યે, જશ પામે છે નાશ;
સાહસ કામ કર્યા પછી, છાંડો મનની આશ. ૬૩
વિમાસણ કરવી પડે, એથી તો નીરધાર;
માટે મારા બંધુઓ, મન કરોનો વિચાર. ૬૪
સાહસ કર્મ કરો નહીં, રાખો શુભ વિચાર;

આગળનું વિચારીને, ધરો શિક્ષા આ વાર. ૬૫

## बगदोई.

### મનહર.

શાણા તમે સૂણો નરો, બગદોઈ નવ કરો,
તેથી તમે ભવ તરો, એવો જુગ આવશે;
જન શાને જનમીયો, નિંદા શાને ઉચરીયો,
લોક સર્વે એવું એને, જરૂર કહાવશે. ૬૬
નિંદા કરે નર્ક મળે, સ્વર્ગની આશ ટળે,
જશ ભલો નાશ પામે, આપે દુઃખ પામશે;
મનના તો સાંસા પડે, એવું દુઃખ આવી અડે,
ક્રોધ વળી બહુ ચઢે, સહુ એથી ભાસશે. ૬૭
જન એવા જગમધ્યે, સોગન તો બહુ ખાય,
તેથી એનો ભાર જાય, નાદાની દેખાયછે;
નિંદા કરી પોતે જીવે, પ્રભુ થકી નવ બીએ,
એવા એવા જન ઘણા, જગમાં જણાયછે. ૬૮
માટે તમે સારી રીતે, સહુ સાથે ચાલી પ્રિતે,
સંસારનાં કાજ સજો, તેથી સુખ આવશે;
ઈશ્વરને ભજો નક્કી, બગદોઈ તજી તમે,
વિશ્વકર્તા આપ એછે, તેથી સુખ આપશે. ૬૯

### દોહરો.

નિંદા ન કરો કોઈની, એથી થાશો ફજેત;
જગ બાધામાં જામશે, જેમ ખાંડમાં રેત. ૭૦

## गर्व विषे.

### દોહરો.

ગર્વ કરો નહીં કો' જન, કહુંછુ લાગી પાય;

ગર્વ કરેછે જે કોઈ, ખત્તા ઘણેરા ખાય. ૭૧
કામ કશું સુઝે નહિં, ફરે બાવરો બંગ;
ગર્વતણી વાતો કરી, મગરૂરી લાવે અંગ.
ગર્વ થકી ગરકી ગયાં, મોટાં મોટાં રાજ;
તોપણ મનુષ્ય માત્રને, આવી નહીં કાંઈ લાજ. ૭૩
રાવણ મોટો રાજીઓ, એની નહીં કો' તુલ;
રાજ ગયું એનું વળી, એમાં તો શી ભૂલ? ૭૪
મમતાવાળા મનુષ્યનું, કોઈ ગણે નહિ માન;
આમાં છે ફુંપદ ઘણું, એમ કરે સૌ સાન. ૭૫
અહંકારી ફુંપદમાં, કરે આપ વિચાર;
મુજ સમો આ જગમધ્યે, નવ દીસે નરનાર. ૭૬
મોટાને નાના સરવ, ધરજો આ શિક્ષાય;
ગર્વ તજી, ગોવિંદના, ગુણ ગાજો સદાય. ૭૭
નમ્ર થાઓ તમો કદી, મળે ઘણેરાં માન;
અને ગર્વ થકી તો વળી, થાશે ઘણુ નુકશાન. ૭૮
તજો પ્રસંગ ગર્વતણો, નિત્ય કરો સતસંગ;
નમ્રપણું ધારો તમે, દીલ ધરી ઉમંગ. ૭૯

## राज्यधर्म.

### મનહર.

રાજાને તો પિતા ગણો, તમે સુણો સર્વ નરો,
એવો રાજ્ય ધર્મ તમે, જરૂર બજાવજો;
ગુરૂની તો પુજા કરો તેથી સર્વ કામ સરે,
જરૂર તમારા મન, વિષે એમ લાવજો. ૮૦
કાયદાને પાળો તમે, જાણો એક ધર્મ રૂડો,
એમ ગણી "નિતી" ભણી, સ્વભાવ શોભાવજો;

રક્ષણ તો રૂડું કરે, બાળકને જેમ પાળે,
માટે એહ ધર્મ ખરો, જરૂર ભણાવજો. ૮૧
વિદ્યારૂપી ધન આપે, વળી કષ્ટ સર્વ કાપે,
જરૂર વિચારી નરો, કિર્તિ કોટ ચણજો;
વળી વળી ખૂબ ધારી, ગણી ગણી સુખકારી,
નિતી રીતી ખૂબ ભણી, રાજ્યનિતી ભણજો. ૮૨
ભાળી ભાળી ભવ વિષે, ટાળી ટાળી તાપ બહુ,
ચણો ચણો કોટ એવો, દુઃખ જેમ ટળશે;
કળી કળી કામ કરો, જેથી ભૂપને તો ભાવો,
માટે સારી શિક્ષા સુણી, સુખ જેથી મળશે. ૮૩

### દોહરો.

ભૂપ તણી તમે સર્વદા, આજ્ઞા પાળો આપ;
તો ઈશ્વર રાજી રહે, ટાળો ત્રણે તાપ. ૮૪

## क्रोध.

### દોહરો.

ક્રોધ ન કરશો કોઈજન, ક્ષમાની ધરજો ઢાલ;
ક્રોધ કરે જે માનવી, તેમાં નહિ કાંઈ માલ. ૮૫
ક્રોધે કંઈ સૂઝે નહીં, ઉલટું ઉપજે સાલ;
ક્રોધીજન એવા ઘણા, તેમાં નહિ કાંઈ માલ. ૮૬
ક્રોધે કામ સરે નહીં, ભૂંડા થાએ હાલ;
સબળાનો નિર્બળ બને, તેમાં નહિ કાંઈ માલ. ૮૭
ક્રોધીજનની કો? દીન, ટળે નહીં કુચાલ;
માને મનમાં હુંજખું, તેમાં નહિ કાંઈ માલ. ૮૮
ક્રોધી વદેછે ક્રોધમાં, જાણે આવ્યો કાળ;

વેશ કરે ત્રિકાળ પણ, તેમાં નહિ કાંઈ માલ. ૮૯
મોટા નાના સર્વજન, સુધારો આ ચાલ;
નહીં સૂધારે જે જન, તેમાં નહિ કાંઈ માલ. ૯૦
પણ ઉપાય છે એહનો, તરતજ એને ખાળ;
નહિ તો અંતે વધી જશે, તેમાં નહિ કાંઈ માલ. ૯૧
ક્રોધ વિનાના માનવી, કરે કામ વિશાળ;
ક્રોધી જીવ ખુએ કદી, તેમાં નહિ કાંઈ માલ. ૯૨
ક્રોધ તમે છાંડો સદા, તોજ થાશો સજ્જન;
માટે મારા બંધુઓ, જરૂર વિચારો મન. ૯૩

## વિચારીને બોલવું.

### મનહર.

વિચારીને બોલો તમે, તો તો સુખ થાશે ઘણું,
અણવિચાર્યું બોલે જે, ભાર નહીં રાખશે;
વેણ કાઢયું મુખ થકી, પાછું નવ આવે તેહ,
વિચારીને વાણી વદો, કિર્તિ જગે જામશે. ૯૪
રાજા અને રંક બધા, ગુણ સાહો તમે બધા,
પસ્તાશો થાએ હાણી, કુ વાકયના કામથી;
એવાજનો જગમધ્યે, દુઃખકાર દીસે બહુ,
વાવે તેવું પામે પોતે, સુ, કે, કુવચનથી. ૯૫
મનુષ્યોરે ! તમે બધા, વિચારીને વદો વેણ,
ભુંડું બોલે ભુંડું પામે, વાવે તેવું ઉગશે;
જન જોગ નહીં મળે, ફરી ફરી આવો વળી,
કીંમત છે વાણી તણી, કોક જાણી બોલશે. ૯૬
અમુલખ એ વાણી છે, કિમત ન થાય કાંઈ,
રખે એને ગુમાવશો, જોગ નહીં આવશે;

વાણીને વખાણી તમે, શાણી શાણી સહુ કહો,
વિચારીને બોલવાથી, લાજ સહુ જાણશે. ૯૭

### દોહરો.

બોલ વિચારી ઉચરો, તો થાશો પ્રખ્યાત;
સુખ પામશો પોતે ઘણું, જરૂર વિચારો ભ્રાત; ૯૮

## જૂઠ.

### દોહરો.

જૂઠ તજી સૌ માનવી, બોલો સાચી વાત;
જૂઠાનો અપજશ ઘણો, જાણો મારા ભ્રાત. ૯૯
એવા જનનો જગમધ્યે, લોક કરે ધિક્કાર;
સાચ વાપરે કદી પણ, કો' ન માને લગાર. ૧૦૦
ફાયદો પામે જૂઠથી, (પણ) જાએ બારોબાર;
માટે સાચું વાપરો, કરી ઊંડો વિચાર. ૧૦૧
સુખ ઘણું સાચવટમાં, લોકજ કરે વખાણ;
અવર ગુણ અનેક છે, તમે કરો પરમાણ. ૧૦૨
જૂઠામાં ગૂના ઘણા, ઠગાઈ સાથે નિર્વાણ;
ઈશ્વરનો અપરાધ છે, ગુમ કર્યાનો જાણ. ૧૦૩
જૂઠું બોલે જે ધણી, સાચું બોલે ફેર;
પણ તે જૂઠામાં ખપે, સાચ જૂઠને વેર. ૧૦૪
છાની રીતે છેતરી, કરે કોઇને હાણ;
એમ કર્યામાં માલ નહિ, નક્કીજ તું તો જાણ. ૧૦૫
અસત્ય ભાષણ તજી કંઈ, શુભ વદોની વાણ;
તેથી ઈશ્વર રીઝશે, સુણો તમે સૌ કાણ. ૧૦૬
તે અવનીપર અવતરી, કૂડાં કીધાં કામ;
માટે સમજો મન વિષે, મળશે નહિ આ ઠામ. ૧૦૭

## ઉદ્યમ.

### મનહર.

ઉદ્યમેતો સઉ લાગો, તમે સુણો આર્ય જનો;
તેથી સુખ પામો ઘણું, દુઃખ નાશ પામશે;
અણ ઉદ્યોગી મનુષો, જાણો તમે સહુ જન;
દારિદ્રને છોડો તમે, તેથી સુખ મળશે. ૧૦૮
ઊંઘ ટાળી ઉદ્યમને, મન ધરી ભાવ કરી,
સુજ્જન તપાસી તમે, શુભ એને ઝાલજો;
હામ નહીં હારો તમે, ઉદ્યમ કરેથી કદી,
દારિદ્રને ટાળી તમે, સુખે અતિ માલજો. ૧૦૯
નવરા ન બેસી રહો, ઝટપટ ઉઠો તમે,
તેથી ઈશ રાજી થશે, જરૂર વિચારજો,
મંડ્યા રેહેજો સૌ જન, કામ ધારી સારૂં કોઈ,
જન્મનું એ ફળ જાણી, નક્કી ઉરે ધારજો. ૧૧૦
ધારી ધારી જન સહુ, ટાળી ટાળી દરિદ્રતા,
સારો સારો ઉદ્યમતો, ઝાલો ઝાલો પ્રિતથી;
સર્વનેતો ભાવો બહુ, લાવો એવો લજો સહુ,
જરૂર જરૂર આપ, સારી સારી રીતથી. ૧૧૧

### દોહરો.

ઉદ્યમછે આ વિશ્વમાં, સઊ થકી પ્રખ્યાત;
એવું જાણો સૌ તમે, મંત વિરે મુજ ભ્રાત. ૧૧૨

## ચોરી.

### દોહરો.

ચોરી ન કરવી કોઇએ, કહુંછું સાચી વાત;

માટે મારા મિત્ર સૌ, સુણો તમે સાક્ષાત. ૧૧૩
ચોરીમાં અવગુણ ઘણા, ગણે ન આવે છેક;
વળી વળી ખુબ વિચારજો, લાભ ન દીસે એક. ૧૧૪
દંડ ભુપજ જાણતો, થાય ફજેતિ અપાર;
ગુપ્ત ચોરી જે કરે, જાણે જગત કર્તાર. ૧૧૫
ચોરીનું ધન નવ ટકે, એળે જાએ એહ;
ઘડો પાપનો ફુટશે, જાણો નિઃસંદેહ. ૧૧૬
જગમાં જીવી કોઈ જન, કરો ન ચોરી આપ,
તોતો સુખ શુભ જાગશે, ટળશે ત્રણે તાપ. ૧૧૭
ઈશ્વર પણ રાજી રહો, જાણો મારા યાર;
ચોરી ચાડી નવ કરો, સમજી સઘળો સાર. ૧૧૮
વિમાસણ ફરીથી કરે, દેખે જ્યારે દુઃખ;
પ્રથમ સમજી એવું વળી, હશે ઘણેરૂં સુખ. । ૧૧૯
માટે રે ઓ માનવી, મનમાંજ નક્કી ધાર;
"પણ" ધારો એવું વળી, ન કરવી એ નિર્ધાર. ૧૨૦
સુખ સંપત છે લાજમાં, તેમ દીસે બહુ માન;
માટે રે! ઓ સજ્જનો, બોધ ધરો સૌ કાન. ૧૨૧

## अदेखाइ.

### મનહર.

અદેખાઈ એવો ગુણ, દુષ્ટ દીસે દુઃખકારી,
સારી સ્થિતી અવરની, જોઇ લાવે ઝેરને;
અદેખાઈ રૂપી કીડો, શરીરને કોલી ખાય,
એવો ભુંડો દુરગુણ, કરાવે એ વેરને. ૧૨૨
ખોદા ખોદે ખરાબી છે, આપ આજ નક્કી ધારો,

જરૂર વિચારી નરો, એથી દુઃખ થાય છે;
સંપતણો મોટો ગુણ, નાશ પામે તેથી કરી,
વળી વળી સદગુણો, ટળી ટળી જાય છે. ૧૨૩
માટે અદેખાઈ તમે, તુરતા તુરત તજો,
ઇશ્વરની ભક્તિ સજો, ભાવ ધરી મનમાં;
એથી કાંઈ મળે નહીં, ઉલટું નુકશાન છે,
એમ જાણો જન સહુ, ધરો નક્કી ધ્યાનમાં. ૧૨૪
અદેખાઈ છોડો તમે, વિનતી કરીએ અમે,
જરૂર વિચારો નરો, સુખ એથી મળશે;
સારૂં સારૂં તત્વ તમે, સજો સજો શુભ રીતે,
ભજો ભજો ઇશ્વરને, એજ કષ્ટ હરશે. ૧૨૫

દોહરો.

અદેખાઈ તજો તમે, મનમાં ધરીને હામ;
સુખ પામશો પોતે ઘણું, સરશે સરવે કામ. ૧૨૬

## દેશાટણ.

દોહરો.

દેશાટન પ્રિતે કરો, લાભ વધશે અનંત;
માટે વેઠો પ્રદેશને, કરી રૂડેરી ખંત. ૧૨૭
હોંશ ધરી લાવો તમે, પરકળા ને વિદ્યાય;
જુદા જુદા લોક જુઓ, હામ રાખી મનમાંય. ૧૨૮
પછીથી આ દેશમાંય, તમે કરો પ્રસાર;
શીખી શીખવી લોકને, મન ધારી વીચાર. ૧૨૯
તરેહ તરેહની ચીજને, નિપજાવો આપો આપ;
ચિત્ત ધરો આ વાતમાં, તોતો ટળશે તાપ. ૧૩૦

પૃથ્વી આપ તપાસજો, ભલી મળે છે વાત;
માટે સમજો સહુ જન, હિમત ધરી મુજભ્રાત. ૧૩૧
ધૈર્ય ધરીને મહિ વિશે, ફરો તમો આ વાર;
તોતો સુખ સહુ નીપજે, કષ્ટ ટળે નિર્ધાર. ૧૩૨
દેશાટણ કરવા થકી, તન મજબૂતજ થાય;
વળી એથી ફાયદા ઘણા, રીતભાત જણાય. ૧૩૩
દેશી લોકો દેશમાં, તથા વિદેશે આપ;
દેશાટણ કરજો વળી, ગુણ થાશે અમાપ. ૧૩૪
માટે રે! આ દેશીઓ, ખૂબ ધરો ઊમંગ;
દેશાટણ ફરો નરો, દેશ તણો રે' રંગ. ૧૩૫

## विवेक.

### મનહર.

વિવેકને જગ મધ્યે, સર્વોત્તમ ગુણ ગણ્યો,
એ વિનાતો જન જાણો, કોડી તણો થાય છે;
ઉત્તમ તો એથી બન્યો, જરૂર વિચારો નરો;
તોતો યશ બહુ પામો, દુઃખ સહુ જાય છે. ૧૩૬
વિવેકીને અવિવેકી, તણો ભેદ કહુંછું હું,
ચિત્ત ધરી ઉરમાંય, જરૂર વિચારીયો;
એક માળે ઉછરેલાં, પોપટનાં બે બચ્ચાંને,
વાઘરીએ લઈ જઈ, શે'ર મધ્યે વેચીયાં. ૧૩૭
એક વિવેકી તણે દ્વાર, બીજું મૂર્ખજન કને,
પછી જુઓ કેવું બન્યું, તેહ સુણો પ્રિતથી;
વિવેકીના ઘર વાળું, સદ બુદ્ધિ શીખ્યું ઘણી,
દુષ્ટવાળું દુષ્ટ બુદ્ધિ, બન્યાં એવી રીતથી. ૧૩૮

શેહેર તણો રાજવી, પછી ગયો એક દીન,
સદગુણી ઘેર ગયો, સુ વચન વદીયું;
પછી પરવર્યો એહ, ભૂડા તણી રેહેઠાણ,
કુ વચન વદી ત્યાંય, રાજાને સંતાપીયું. ૧૩૯

દોહરો.

આ ઊપરથી માનવી, રાખો અધિક વિવેક;
નહિતો કોડી એકના, બનશો આપ નિશંક. ૧૪૦

## લક્ષ્મી.

### દોહરો.

માયા હોય અતિં ઘણી, મન થાએ પ્રસન્ન;
માયા વિનાનો માનવી, ભુંડુ દીસે છે તન. ૧૪૧
માયા બડી ધુંતારી, તર્ત આવે ને જાય;
આવે સારૂ લાગે ઘણુ, જાએ જાણે વાય. ૧૪૨
દામે લોભ કરે બધા, વસુ મેળવવા જાય;
દામ મેળવે અન્યાયથી, પાપજ પેદા થાય. ૧૪૩
ધન મેળવો ઉદ્યમથી, મનમાં રાખી હામ;
તોતો જાણો તમ તણાં, સરશે સઘળાં કામ. ૧૪૪
લાછ થકી સૌ લાજ છે, લાજ ગયે સૌ ખાખ;
જાણો આપ જરૂર છે, વધશે એથી સાખ. ૧૪૫
ઘડીએ ધન આવે ઘણુ, જાએ તેમ અનંત;
વસુ મેળવવા કારણે, આપ કરોની ખંત. ૧૪૬
લક્ષ્મીની પૂજા કરો, ધરી અંગ ઉમંગ;
સંગ્રહ કરો ખંતથી, વેવડાવી નિત્ય અંગ. ૧૪૭
જેમ વરઘોડે બહુ મળ્યા, જૂદા જૂદા લોક;

જેમ આવ્યા તેમ ગયા, થોડા થોડા થોક. ૧૪૮
તેવી રીતની લક્ષ્મી, નક્કીજ તું તો જાણ;
આવેથી હરખાવું નહિ, જાએ તો નહિ હાણ. ૧૪૯

## परहेजी.

### મનહર.

પરહેજી ગુણ ચાખો, તેથી ગુણ થાશે આખો;
સદગુણ રાખનાર, દુર્ગુણ ખોનાર છે;
ગુણ એવો એકજ છે, એજ વિના બીજો નહીં,
અટકાવે લાલચથી. એવો શુભ ગુણ છે. ૧૫૦
વળી વ્યભિચાર ટળે, તેથી સ્વર્ગ સુખ મળે,
ખાવું પીવું શુભ રીતે, તેથી સુખ મળશે;
ખટ રીપુ વશ રાખે, કામ, ક્રોધ, લોભ, મોહ,
મત્સર અને માયાદી, તેને લીધે ટળશે. ૧૫૧
ચંચળ રાખે શરીર, અનિતીતો અટકશે,
મજબુત તન થાય, બ્યાધીને નસાડશે;
સંસારી કરી નિર્માણ, સ્થિતીઓતો ઇશ્વરે,
ટકાવી રાખનાર છે, દુઃખને ભંજાડે છે. ૧૫૨
શત્રુ એના ઘણાજ છે, કહું તે નાચે પ્રમાણે,
અતિ તૃષ્ણાને આળસુ, એ દુર્ગુણ જાણીને;
માટે તજો ઝટપટ, એટલા અવગુણને,
તો સુખ પામશો ઘણું, નક્કી એવું જાણીને. ૧૫૩

### દોહરો.

પરહેજી પાળો તમે, મનમાં ધરી ઉલ્લાસ;
સુખી રેહેશો સર્વદા, કદી ન રહો ઉદાશ. ૧૫૪

## काम.

### દોહરો.

જાર પુરૂષનો જગ મધ્યે, ઓછો દીસે ભાર;
ખત્તા ખાએ અતિ ઘણા, જારતણો સરદાર. ૧૫૫
કામ સુઝે નહિ ઘરતણું, પરનારીશું પ્યાર;
જીવ ખુએ એ કામમાં, જારતણો સરદાર. ૧૫૬
કામી જન નહીં કામનો, ભ્રષ્ટ કરે વિચાર;
અંધતણો અંધજ બને, જાર તણો સરદાર. ૧૫૭
જેનુ કુમતી કુસંગ મન, રાખે બહું એ ખાર;
લોક વિષે આ વિશ્વમાં, જાર તણો સરદાર. ૧૫૮
એવા જન આ જગતમાં, દીસે બહુ દુઃખકાર;
સા'ય કરે નહિ કોઇને, જાર તણો સરદાર. ૧૫૯
શુભ કામ સુઝે નહીં, રૂચે અબળા સાર;
શા કારણ એ જન્મીયો, જાર તણો સરદાર. ૧૬૦
ઇશ્વરથી બીએ નહિ, એવાનો નહિ પાર;
પૈસા ખૂએ અતિ ઘણા, જાર તણો સરદાર. ૧૬૧
માટે રે ઓ માનવી, ઇશ્વર ઉરમાં ધાર;
ફોકટ કાઢે જન્મને, જાર તણો સરદાર. ૧૬૨
જાણો તમે જરૂર આ, જન્મ અમૂલખ આજ;
જાર તજીને સૌ જનો, કરજો સઘળાં કાજ. ૧૬૩

## संतोष.

### મનહર.

સંતોષને દીલ ધરો, તેથી દુઃખ દુર જશે,
જરૂર વિચારો આપ, એજ સુખ આપશે;

સુખ આવે છાકો નહીં, દુઃખ પડે બીશો નહીં,
સંતોષને દૃઢ કરો, એજ દુઃખ કાપશે. ૧૬૪
સંતોષી તે સદા સુખી, એ મુજબ આપ જાણો,
અવશ્ય વિચારી તમે, સંતોષને ધારજો;
વળી વળી અનુભવ, જેમ જેમ થાય ઘણો;
તેમ તેમ સૂઝે રૂડું, એમ તમે જાણજો. ૧૬૫
જોગ નહીં આવો મળે, સંતોષથી પાપ બળે,
એમ નક્કી ઉર ધારી, ઇશ્વરને ભજજો;
ગમે તેમ થાય કદી, સંતોષને નવ તજો,
દૃઢ કરી ચિત્ત ધરી, તાપ તમે તજજો. ૧૬૬
અસંતોષીતો મનુષ્યો, ફાંફાં મારે પોતે ઘણાં,
તોય થોભ આવે નહીં, એવું નક્કી જાણજો;
માટે સર્વ મિત્ર તમે, ઉર ધરી બોધ મારો,
સંતોષીને ન્યુંન નહિ, માટે ગુણ સાહજો. ૧૬૭

દોહરો.

સંતોષ ધરો હર્ષથી, હૈયે ધરીને હામ;
ઠરી બેસશો તે થકી, થાશે સઘળાં કામ. ૧૬૮

## લોભ.

દોહરો.

લોભે લાભ મળે નહીં, પાપજ પેદા થાય;
પૂંન્ય વાત સૂઝે નહીં, પ્રગટે બહુ અન્યાય. ૧૬૯
કંજુસી એવા ઘણા, ધંન કરે પેદાય;
ઠગી ઠાગવી કોઇને, પ્રગટે બહુ અન્યાય. ૧૭૦
દાન પુન્ય કરે નહીં, દામ તણો ઉપાય;

દીવસ રાત કરે સદૌ, પ્રગટે બહુ અન્યાય. ૧૭૧
એવા જન આ જગતમાં, વસુ મેળાવા જાય;
તેથી તો તેને સદા, પ્રગટે બહુ અન્યાય. ૧૭૨
કસર કરો પ્રેમે તમે, ન્યાય એ કહેવાય;
પણ લોભ થકી તો વળી, પ્રગટે બહુ અન્યાય. ૧૭૩
કંજુસીથી કોઈ દિવસ, પ્રભુપદ નવ પમાય;
એથી તો ઉલટો વળી, પ્રગટે બહુ અન્યાય. ૧૭૪
સારાને નરસું સદા, ખેંચીને તો જાય;
એમજ જાણો લોભથી, પ્રગટે બહુ અન્યાય. ૧૭૫
માટે મારા મિત્ર સૌ, ધરજો આ શિક્ષાય;
જશ મેળવશો વિશ્વમાં, ટળશે સર્વ અન્યાય. ૧૭૬
એવાનું આ વિશ્વમાં, ચોર, અગ્નિ કે રાય;
લુટી લેશે સર્વદા, કે'વાય એ અન્યાય. ૧૭૭

## ન્યાય.

### મનહર.

ન્યાય તમે ધારો સારો, તેથી સુખ પામો ઘણું,
અન્યાયને દૂર કરી, પુણ્ય વાત ઝાલજો;
સર્વ જનો પ્રત્યે તમે, એહ ધરમ આચરો,
પ્રિતી વધે અતિ ઘણી, એવી રીતે ચાલજો. ૧૭૮
ન્યાય વર્તા બધા પ્રત્યે, ઢોર ઢાંક પશુ સાથે,
ન્યાય બુદ્ધિ ધારી નક્કી, કોઈને ન દમશો;
ન્યાય નહીં જેની પાસે, તેને ગણો પશુ તુલ;
ન્યાય ધારો સર્વ જનો, તેથી સૌને ગમશો. ૧૭૯
ન્યાયી ગણો એને ખરો, જેના મધ્યે ત્રણ ધર્મ,
હાજર થયેલા હોય, તેને શ્રેષ્ટ જાણજો;

પેહેલો ગણો ઈશ પ્રત્યે, પાડોશી પ્રત્યે તો બીજો,
ત્રીજો જાણો પોતા પ્રત્યે, એવા ત્રણ ગણજો. ૧૮૦
ન્યાય હોય ત્યાં કદાપી, ત્રણ દુર્ગુણ નવ રે',
છલકાઈ મૂરખાઈ, વળી ગણો પાપને;
માટે ધારો ન્યાયબુદ્ધિ, પ્રેમ ધરી પાર પડો,
જગરૂપી દધિ થકી, ભજી ઈશ નામને. ૧૮૧

દોહરો.

ન્યાય છે આ ખલકમાંય, સર્વ થકી પ્રખ્યાત;
માટે સાહે સર્વદા, રૂદે ધરો આ વાત. ૧૮૨

## करज.

### ગિતી.

કરજ તમે ફીટાડો, પૂરો ધરીને ઉમંગ શરીરે;
સંકટરૂપી જાળમાંથી, મન સાથે જરૂર વિચારી રે. ૧૮૩
જન છૂટો એમાંથી, જરૂર જાણો ધર્મ એ તમારો,
દુઃખરૂપી એ દરિઓ, છોડો ઓ! બોધ માની અમારો.૧૮૪
વરો કરો વિચારી, જાવક આવક ઉરે ધારીને;
નહિતો થાશે ફજેતી, અડશે માગનાર લોક આવીને.૧૮૫
ફૂલણજીની પેઠે, સોધવો પડશે કૂપ અંધ બનીને;
એ સમાન દુઃખ નથી, જાણો નક્કી જગમાંતો જીવીને.૧૮૬
બ્યાજ વધે અતિ ઘણું, તેથી કરજ મટે નહિ લેશ તમારૂં;
માટે જરૂર જલદી, યત્ન કરો કરજ ફિટાડવા સારૂ. ૧૮૭
જગ વિશે કૂપ એવો, બીજો કોઈ નહીં તમે ધારો;
વળી ખુબ વિચારીને, તજો કરજ આવે તરવાવારો.૧૮૮
એવું ધારી તમે નરો, જરૂર વિચારી તમે મન વિશે;

કરજવાળા મનુષના, તન મન. તથા હાલ ભૂંડા દીસે. ૧૮૯
માટે મારા સજનો, નક્કી ધારો ઉરે ટેક એવો;
દેવું ફિટાડવાનો, ઈશ જુઓ પ્રકાશને આપે કેવો. ૧૯૦
ખુંમ ખુંમ મન વિષે, વિચારી વિચારી દેવું ટાળો;
ઘણું ઘણું શુંય કહું, જરૂર દેવાને તો આપ ટાળો. ૧૯૧

## करकसर.

### મનહર.

કરકસર તો કરો, હૈયામાં તે હેત ધરી,
સર્વ મારા મિત્ર તમે, ગણો સહુ પ્રિતથી;
માલની વ્યવસ્થા કરો, મોકળો જીવ છોડી,
નિતી ધર્મ ને સાચવો, ખર્ચ કરો રીતથી. ૧૯૨
નિતી રૂપી મકાનમાં, રક્ષણાર્થે કિલ્લો એહ,
કુસંપ, કુછંદ, જાય, પૈસાની કસરથી;
દારૂ આદિ કેફી વસ્તુ, તરત હણે એ ગુણ,
કસર વિના જાન તે, દુષ્ટની અસરથી. ૧૯૩
ઈશ કરે કસર તે, ભાવે ભાળો ચંદ્ર સામું,
આસ્તે આસ્તે અજવાળુ, આપેછે એ હેતથી;
પંદરદી પ્રકાશ તે, આપે એહ દયા કરી,
પંદરદી અંધકાર, આપેછે એ પ્રિતથી. ૧૯૪
નિશાની જુઓં મેહની, ધીમે ધીમે પડે તેહ,
એકદમ પડે કદી, એને તે શી ખોટ છે;
માટે આપણ મનુશ, શા લેખે એના આગળ,
એમ ધારો જન સહુ, જન્મનીજ ચોટ છે. ૧૯૫

### દોહરો.

કસર કરો પ્રેમે તમે, મન ધરી હેત અનંત;
તો તો સુખ શુભ જાગશે, કરો ઘણેરી ખંત. १९६

## ધન, વિદ્યાનો સંવાદ.

### મનહર.

**ધન**—ધનને દુનિયાં વશ, ભુપ પણ પૈસે રીઝે,
કુટુંબને પરિવાર, એથી રાજી થાય છે;
વળી જેને ઘેર ઘણી, દીસે લક્ષ્મિ તેનું સહુ,
સારૂં સારૂં કહી વળી, લોક રાજી થાય છે. १९७

**વિદ્યા**-વિદ્યા વિના રાય તણું, જાય રાજ એમ જાણો,
વળી એમાં વિવેક છે, વિદ્યા થકી જશછે;
વિદ્યારૂપી લક્ષ્મિ આજ, ખાઓ પીઓ ખર્ચો ખુબ,
પણ નહિ ખુટે એહ, જેમ માથે કેશ છે. १९८

**ધન**—ઘણી હોય લક્ષ્મિ જેને, ઘેર તેને સુખી ગણો,
વિદ્યાને શું ચાટવી ને, એમ આપ બોલછે;
જરવાળાનું જગ સૌ, જુઠું બોલે તોયપણ,
હા હા કહી ખરૂં પાડે, એવું લોક તોળેછે. १९९

**વિદ્યા**-વિદ્યા વિના ગણો તમે, પશુ તુલ જન માણે
વળી એક મોહીની છે, એમ એને જાણજો;
જગતને વશ કરી, ધરણીમાં યશ કરી,
જગતમાં રત્ન રૂપી, આપતો પ્રમાણજો. २००

**ધન**—ધનનેજ માટે સહુ, જશ રૂડા વદે બહુ,
વળી ક્રોડપતિ પાસે, કરેજ કહાડવા;
જાચકતો જાચે સહુ, માગણ તે માગે બહુ,

વિપ્ર ભાણે વેદ વળી, જરૂ દુ:ખ ટાળવા. ૨૦૧

વિદ્યા-વળી વળી વિચારશે, ખુબ મન વિશે જન,
માન મળે મોટા મધ્યે, એ એના પ્રતાપથી;
અગમથી ગુણ ઘણા, વિદ્યા વિશે તમે જાણો,
વિપતથી ધૈર્ય ધારી, બચે આપ તનથી. ૨૦૨

ધન—વળી વિદવાન કાંઈ, ગાય ત્યારે સઉ કહે,
સીદ એહ કાન ફોડો, ખેદ સૌને થાય છે;
ધન થકી શીર ભાર, કાસદ કાયે વેહેછે,
વિદ્યાવંત પરદેશ, ધન માટે જાયછે. ૨૦૩

વિદ્યા-વિદવાન કહે એમ, પૂર્ણ પૈસો મૂર્ખ પાસે,
હોય કદી શુંય કરે, વાંદરાને હારછે;
એવી રીતે જાણો તમે, રાસભને સાકર છે,
તેમ મૂર્ખ પાસે પૈસો, જાણે મારે જરછે. ૨૦૪

ધન—સુખ જેવું સ્વપ્ન તણું, ધન વિના એમ જાણો,
કળા સહુ બેસી રહે, વિદ્યાને શું ચાટશે;
વિદવાન હોયે ઘણો, હાથ ધરે મારી પાસે,
ગરથના ગરજ છે, એમ સહુ જાણશે. ૨૦૫

વિદ્યા-લક્ષ્મિપતિ છે હજાર, પણ નહિ વિદ્યાવાળા,
તેની લક્ષ્મિ જાણો ધુળ, સજ્જન તો મનથી;
પંડિતની પાસે એહ, ચાકરની તુલ ગણે,
વળી વળી સહુ જન, જાણો તમે તનથી. ૧૦૬

ધન—પૈસો ઘણો જેને ઘેર, કુળવાન તેને કહે,
વળી પૈસાદાર ઘણા, જુલમ ગુજારે છે;
ઘણા છે વરણાગીઆ, વળી ફરે છેલ થઈ,
પૈસા વિના રાંકડા એ, કોક દિન થાયછે. ૨૦૭

વિદ્યા-વિદ્વાન સાથે રાય, સનેહ ઘણેરો રાખે,
ધનને તો લુટી લેય, હાકેમ હુકમથી;
વળી અગ્નિ ચોર ઘણું, લુંટી લેશે સરવદા,
માટે વિદ્યા ઉત્તમ છે, એમ જાણો મનથી. ૨૦૮
ધન—ધન માટે કવિજન, ગુણ ગાશે કવિતામાં,
ભિક્ષુક દેછે આશિષ, ધન લેવા કારણે;
'એથી વળી ધર્મ રહે, કર્મ, સર્વ, સઉ જાણો,
જરવાળા પાસે સહુ, ઉભા રહે બારણે. ૨૦૯
વિદ્યા-કવિજન વિદ્યા વિના, કવિતા તે ક્યાંથી કરે,
એવા એવા મારા ગુણ, નક્કી તુજ જાણજે;
આવડી નવ ચડી જા, મુજ ગુણ નથી દીઠા,
માટે તું બડબડે છે, મુજ ગુણ આણજે. ૨૧૦
ધન—ધન કહે શાને માટે, તુંતો વળી ફૂલ મારે,
મારા ગુણ નથી દીઠા, ત્યાંસુધી તું બકેછે;
મુજ વિના ભણું ક્યાંથી, વિદ્યા ક્યાંથી પામું તુંજ;
પ્રથમ તું એજ જાણે, આવડી શું છકેછે. ૨૧૧
વિદ્યા-વિદ્યા ભણે ધન વિન, ફળ ફૂલ આદિનીજ,
પણ તુંજ વિના ચાલે, એમ હુંજ જાણુંછું;
વળી મારા ગુણ ઘણા, ગણતાં ન આવે છેક,
માટે તુંતો શા લેખામાં, એમ હુંજ ગણુંછું. ૨૧૨
ધન—ધન કે' આ ધરણીમાં, હું સરવથી પ્રખ્યાત,
માન મળે મનુષમાં, એવો ગુણ મુજમાં;
વળી ખુબ વિચાર તું, પ્રભુપદ મળે આથી,
માટે કહે સારા ગુણ, છે અતિશે તુજમાં. ૨૧૩
વિદ્યા-વિદ્યા વળતી બોલી કે, મુજ સમ છે નહિ કો',

ફાંફાં શેનાં મારેછે તું, જરૂર તું જાણજે;
અબ્યા લોકો ન્યાય કરો, એમાંથી કોણ શ્રેષ્ઠછે,
એનો તમે તોલ કરો, ધન તું પ્રમાણજે. ૨૧૪

લોક— દોહરો.

ધન વિના ચાલે ખરૂં, નવ ચાલે વિદ્યાય;
વિદ્યા વિના મનુષ્યનો, વૃથા જન્મ ગણાય. ૨૧૫
માટે લોકે તોળીયો, ન્યાય ખરો મુજ ભ્રાત;
વિદ્યાથી વધતું નથી, ભણો તમે સાક્ષાત. ૨૧૬

## ગુરુશિષ્ય સંવાદ.

### મનહર.

શીષ—શીષ કહે ગુરૂરાજ, આજ અતિ ખુશ થઈ,
આપ નક્કી ધર્મતણો, ભેદજ જણાવશો;
પૃથ્વીનો સરજનાર, કોણ અને કેવી રીતે,
તેહ આપ રાજી થઈ, મુજને ગણાવશો. ૨૧૭
ગુરૂ—સૂણ બચ્ચા ધીર ધરી, આજ કહું મર્મ એનો,
તેહ તારી સરતમાં, અહો નિશ રાખજે;
પ્રથવીનો પાળનાર, અને સૃજનાર ઇશ,
તેહ તણી ભક્તિ નક્કી, તું તો બચ્ચા કરજે. ૨૧૮
શીષ—ઇશતણી ભક્તિ કદી, કોઈ જન નવ કરે,
તેની ગતિ શીજ થશે, તેહ આપ કહેશો;
વળી એની આજ્ઞા શીછે, તે વિશે વીશેષ મને,
ખુલાસાની સાથે આપ, જરૂર બતાવશો. ૨૧૯
ગુરૂ—વિષમાંથી એને વળી, તરવાનો વારો કદી,
નહીં નક્કી આવે સહી, એમ તુંજ જાણજે;
એની આજ્ઞા એવીછે કે, સુમારગે સદા ચાલો,

વળી એની ભક્તિ કરો, એવુંજ તું માનજે. ૨૨૦

શીષ—નર્કેંટળે શા કારણે, સ્વર્ગ મળે કઈ રીતે;
ભેદ તે જણાવો મુને, ગુરૂરાજ ખુશથી;
વળી વળી મારાપર, કૃપા આપ કરો ઘણી,
ખુલાસો બતાવો એનો, રાજી થઈ મનથી. ૨૨૧

ગુરૂ—પ્રભુ ભક્તિ નવ કરે, તેનો નર્કવાસ થાય,
પણ કદી પુણ્ય કરે, તો તો તેહ તરશે;
ઈશતણી ભક્તિ કરી, જશ દુનિયામાંય લે,
વળી પૂણ્યદાન કરે, તેને સ્વર્ગ મળશે. ૨૨૨

શીષ—ઈશ ખરો જગમધ્યે, એમ કહ્યું તમે ખરૂં,
પણ એની સાબીતી શી, તે મુને જણાવશો;
એહનું છે રે'ઠાણ ક્યાં, વળી વળી મુને કહો,
સારો સારો બોધ કરી, સુમાર્ગે ચઢાવશો. ૨૨૩

ગુરૂ—જગતનો જોઈયું તું, વળી પ્રૌઢ તારા ઘણા,
આકાશ મંડળ રૂડું, સૂર્ય શસી ભાળજે;
તેહ તણો કર્તા એહ, અક્ષય એનું ધામછે,
માટે ભજી ભાવ કરી, સુનિતીએ ચાલજે. ૨૨૪

દોહરો.

શીષ—આ જગતમાં જનમીને, કોનો નહિ વિશ્વાસ:
ભૂધરની ભક્તિ કરતાં, કોણ પડાવે ત્રાસ. ૨૨૫

ગુરૂ—નારીનો નવખંડમાં, જરૂર નહી વિશ્વાસ;
ભક્તિ ભગાવી એહ પણ, પાડેજ નક્કિ ત્રાસ. ૨૨૬

## दगो.

દોહરો.

સ્વાર્થ માટે જન કોઈ, કરે વીશ્વાસઘાત;

તો તેનો આ જગતમાં, દગો થાય પ્રખ્યાત. ૨૨૭
એવા કપટી જન ઘણા, જગ વીષે તો જાણ;
'દગો કોઇનો સગો નહિ,' એમજ તું પ્રમાણ. ૨૨૮
દગો નડેછે આપને, એતો નહીં અજાણ;
વાસ નર્કે તો થાયછે, મનમાં નક્કીજ આણ. ૨૨૯
આપો વિશ્વાસ કોઇને, પાળો તમે જરૂર;
નહિ તો નવ આપો તમે, ખરૂં વિચારી ઉર. ૨૩૦
એક વખત પતિઆર રહે, ફરી ન માને કોય;
સાચું કહો તમે કદી, ગમે તો જૂઠજ હોય. ૨૩૧
દગો દગાને ખાયછે, તજો તમે સાક્ષાત;
તો તો સુખ સહુ આવશે, સુણો નિચેની વાત. ૨૩૨
એક નગરમાં રાતરે, ચોર ગયા તે ચાર;
લાવ્યા લક્ષ્મી અતી ઘણી, પછી કર્યો વિચાર. ૨૩૩
ચોરી કરતાં ભવ ગયો, પણ નવ ખાધું અંગ;
માટે લાવ્યા બેય જણ, બરફી ધરી ઉમંગ. ૨૩૪
દગો કરી ઝેર નાખીયું, પે'લાએ ધાર્યું મન;
મારી જન એ બેઉને, પછી ખાઇએ અન. ૨૩૫
મારી નાખી બેઉને, બરફી ખાધી આપ;
તેથી ચારે ગત થયા, દગા તણે પ્રતાપ. ૨૩૬

## फरीथी करो.

### મનહર.

યાદ રાખો શબ્દ તમે, "ફરી કરો" એવો મને,
તો તો સુખ પામી પોતે, સુમારગે ચાલશો;
એવો મોટો ગુણ એમાં, કહો કેમ ભુલો તમે,

યાદ રાખી નિત્ય હવે, સ્વાદ એનો ચાખશો! ૨૩૭
વળી ગુણ જેવા એમાં, અવગુણ તેવાજ છે,
શુભ કામ જ્યારે કરો, ત્યારે યાદ લાવીજો;
પ્રથમ વિચારો એવું, ગુણછે કે અવગુણ,
ગુણવેળે યાદ લાવો, મનમાં વિચારીને. ૨૩૮
અવગુણી વાત સુણો, કહુંજ તે હુંય વળી,
જન એક હોડ બકી, લાકડું કૂદવાને;
તેનાથી કૂદાયું નહી, ત્યારે યાદ આવ્યું એવું,
શીખામણ એની એક, ફરીથી કરવાને. ૨૩૯
તેમ કર્યું ફરી વળી, તોય ન કૂદાયું તેથી,
પગ ભાગ્યો એથી એનો, માટે એવું જાણીને;
તેથી જાણો સહુ જનો, યાદ કરો સારે કામે,
તેથી ફળ થાશે સારૂં, જાણો મન નાણીને. ૨૪૦

દોહરો.

ભૂલ્યા તે ફરીને કરો, જો ધરશો એ ટેવ;
તો તો ટળશે દુઃખ સહુ, મળશે સુખ તતખેવ.૨૪૧

## आळस.

દોહરો.

આળસ એ ગુણ સર્વમાં, અધમ તણો સરદાર;
તેથી કારજ નવ સરે, જાણો આપ આવાર. ૨૪૨
વળી અવગુણ એમાં ઘણા, ગણે ન આવે છેક;
વળીવળી ખુબ વિચારજો,એમાં ગુણ નહિ એક.૨૪૩
તરત તણું જે કામછે, તેહ કરોની હાલ;
કરો આજનું આજ તે, કાલ તણું તે કાલ. ૨૪૪

આર્ય તો આગળ ઘણા, હતો ઉદ્યોગીઅપાર;
પણ દીસેછે હાલમાં, મંદ ઘણો વેપાર. ૨૪૫
એ પ્રતાપ આળસના, જાણો જરૂર આપ;
ઇંગ્રેજોએ હાલમાં, સુખ દીઠે અમાપ. ૨૪૬
એ આળસ તજવા થકી, લાગ્યા સદ ઉદ્યોગ;
તેમ તજો આર્યો તમે, બનો સુખને યોગ. ૨૪૭
જસ મેળવતાં એ ઘણું, છોડે લાગે કામ;
ઘરસંસારી કામમાં, એથી આવે હામ. ૨૪૮
આળસ ટાળી કામને, મનપર લ્યો આવાર;
ખુશીથી સુખ પામશો, કહુંછું હું નિર્ધાર. ૨૪૯
માટે મીત્રો સર્વદા, હોંશ ધરો મનમાંય;
આળસને તો પરહરો, દુખી ન થાશો ક્યાંય. ૨૫૦

## जूलम.

### મનહર.

જૂલમ ન ધરો તમે, તો તો પ્રભુ રાજી રહે,
નહિ તો કરાજી થશે, જાણો તમે મનથી;
ઇશ્વરે ઉત્પન્ન કર્યાં, નાનાં મોટાં સર્વ બધાં,
માટે સઘળા ભાઇછે, ગણજો આકીનથી. ૨૫૧
જૂલમમાં અપરાધ, ગણ્યો ઘણો ઇશવરે,
વળી એથી બેવડોજ, ગુન્હો જન કરેછે;
સરકાર તણો એક, બીજો ગણો ઇશ્વરનો,
લાલચને લેવા માટે, થોલમાંજ ફરેછે. ૨૫૨
જૂલમ એ જોરાવરી, વળી લાલચ તો જાણો,
સરકારી નોકરને, વગ બહુ ફાવેછે;

જરૂરછે એવા દુષ્ટ, નક્કી નરકે જનાર,
વળી એવા પાપી થકી, ગરીબ પીડાયછે. ૨૫૩
માટે તમે જુલમને, જરૂર તજજો આપ,
દયા ધારો મન વિશે, તેથી સુખ મળશે;
દયાળુ પુરૂષો ઘણા, થઈ ગયાછે પેહેલા,
તેની વાત વાંચો કદી, જુલમ તો ટળશે. ૨૫૪

દોહરો.

જુલમ તજો સૌ માનવી, રાખો પ્રભુની બીક;
જે જન જુલમ ન ટાળશે, તેનું જીવતર ધિક. ૨૫૫

## भांडु धर्म. (દોહરો)

રાખો પ્રિતી ભાંડુમાં, હેત ધરીને અનંત;
સુખ માતા કુટુંબની, રાખો કરીને ખંત. ૨૫૬
આ ગુણથી ફાયદા ઘણા, આવે નહિ કંઈ પાર;
બનાવ ને માયા થકી, લાભ થશે અપાર. ૨૫૭
આપણને કદી નવ મળે, સુખજ સારી પેર;
તોપણ સામાને ઘણું, સુખ આપો સૌ પેર. ૨૫૮
બીજાઓને રીસ ચઢે, એવી ન ઉચરો વાણ;
સારૂં કામ કરો સદા, સુખ થાએ નિરવાણ. ૨૫૯
કુટુંબમાં અદેખાઈથી, ફળ સારૂં નવ થાય;
માટે એ દુરગુણનો, ટાળો બીજ સદાય. ૨૬૦
સલાહ સંપે કુટુંબમાં, સુખ કદાપી હોય;
તે સંપ ફુટવાથ થકી; સુખી ન થાએ કોય. ૨૬૧
વળી નાના એ વર્તવું, મોટા સાથે કેમ;
કહુ તેનો સંક્ષેપ તે, ધરજો મનમાં એમ. ૨૬૨
જાણો માબાપ એ છે, મરજાદા ને હેત;

આજ્ઞા પાળો પ્રેમથી, તેમાં નહિ સંકોત. ૨૬૩
વળી વર્ત્તો મોટા સહુ, એવી રીતે આપ;
તોતો સુખ બહુ પામશો, ટળશે ત્રણે તાપ. ૨૬૪

(અંતર્લાપીકા.) **देशाभिमान.** (મનહર)

**વ**ળી દેશાભિમાનને, રાખે તેજ નર ખરો,
**ર**વિ રહે ત્યાંય સુધી, જીવતોજ જાણવો;
**જ**ગ મધ્યે એવા જન, કોક હોય એમ ગણો,
**ભા**વ કરી ગુણ સાહે, પ્રભુ રાજી ધારવો. ૨૬૫
**ઈ**જતનાં એવાં કામો, નામ કાઢવાનાં જાણો,
**વા**ઘ સિંહ તુલ્ય ગણો, પામો ખ્યાતી જગમાં;
**ઘ**ણો શૂરો ગણો એને, ભાગ્યાં દુઃખ દેશ તણાં,
**જીં**બ્યો જેને દેશ તણી, ઇજતનું મનમાં. ૨૬૬
**ભૈ**રવ ભૂત તણો તો, ભાવે કરી વેંમ ટાળે,
**પ**ણ દેશનેજ જેહ, દમે તેતો દુષ્ટ છે;
**ટે**ક રાખી જેહ લઢે, રણ વિશે તેને જાણો,
**લ**ગારે નવ ડરે તે, નર દેશી શ્રેષ્ટ છે. ૨૬૭

**शिष्य धर्म.** (દોહરો)

ગુરૂનો હુકમ પાળીને, રાખો માન સન્માન;
હેત ધરી બહુ હોંશથી, રાખી સારી સાન. ૨૬૮
આવી વર્તણુક આપણે, ધરવી ધરીને પ્યાર;
જો નવ ધરીએ આપણે, તો નુકશાન અપાર. ૨૬૯
વળી પિતાની તુલ્ય છે, એમ ગણો નિરધાર;
ચિત્ત ધરો ઉપદેશને, તેથી વધશે ભાર. ૨૭૦
અદબ થકી બોલો તમે, ગુરૂ સંગાતે આપ;

સેવા કરજો સજ્જનો, ટળશે ત્રણે તાપ. ૨૭૧
ભલું કરનારા એહ છે, હેતસવી પણ એહ;
તે કારણથી એમની, સાથ ધરોની સ્નેહ. ૨૭૨
હુકમ કદી નવ પાળીએ, તો થાએ નુકશાન;
આપણને એ ચા'ય નહીં, થાય બહું અપમાન. ૨૭૩
સારો બોધ ન પામીએ, ઉપજે બહુ ઉત્પાત;
નાનપણે નવ શીખીએ, મોટપણે નવ ખ્યાત. ૨૭૪
પિતા ચાર પ્રકારના, પ્રથમતો જગદીશ,
બીજા જન્મના આપતા, એમ ગણો આપ દીશ. ૨૭૫
ત્રીજા તો ગુરુરાજ છે, ચોથા અન દાતાર;
એવી રીતે ચાર છે, ગણો તમે આ વાર. ૨૭૬
માટે જાણો સર્વ જન, મન વિશે તો અપાર;
ગુરુની સેવા ભાવથી, કરજો તમે નિર્ધાર. ૨૭૭

## મનને શિક્ષા.

### મનહર.

દેહ રૂપી ગાડી પ્રાણી, ધીમી ધીમી હાંક વળી,
ચિત્ર વિચીત્ર એવી છે, બેલ પાંચ શોભતા;
બેલ રૂપી ઇંદ્રિ જાણો, નાક, કાન, જીભ, આંખ,
ચામડીએ શરો વળી, જરા નહિ થોભતા. ૨૭૮
એને ધીમી ધીમી હાંક, કારણ તો એવું બને,
મન રૂપી છેલ જન, બેસનાર જેમાં છે;
ઝટપટ હાંકે એને, ભવિષ્યનું નહિ જાણી,
માર ખવરાવે તેવો, એક બેલ તેમાં છે. ૨૭૯
ધીમી હાંકે તેથી કદી, સત જન જડી આવે,
તોતો કલ્યાણજ કરી, સદ્ય દેહ તારશે;

અને વળી લાખો વાર, સૃષ્ટી રૂપી દરિઆ આ,
ડખોળવો જતો રહી, સત માર્ગ ઝાલશે. ૨૮૦
કાણાંરૂપી દરવાજા, બંધ થશે જ્યારે ત્યારે,
ઘરબાર ધન વળી, મૂકી જાવું પડશે;
માટે ઇશવર પ્રિછી, બાંહ્ય સાહો દાસ થઈ,
કુમારગ ભૂલી જઈ, સુ મારગ જડશે. ૨૮૧

દોહરો.

ઇંદ્રિઓ કબજે રાખી, કામ કરો શુભ રીત;
વરજભાઈ કહે તેથી, પામશો જનની પ્રીત. ૨૮૨

## રીપુ.

દોહરો.

શત્રુ સાથે કોઈ તમે, કરશો નહિ મિત્રાઈ;
જો દોસ્તી કરશો તમે, તો ટળશે વડાઈ. ૨૮૩
પૂર્વેની મિત્રાઇ હોય, ત્યાં નવ કરશો વેર;
વેર કરે જે માનવી, તેમાં નહિ સુપેર. ૨૮૪
રીપુનો વિશ્વાસ કોઇ, ધરશો નહિ મનમાંય;
તેથી તમારૂ ફાવશે, ઇશ્વર કરશે સા'ય. ૨૮૫
કોઈ સાથે શત્રુવટ, કરશો નહીં નિર્ધાર;
સૌ સાથે મિત્રાઈ તો, કરો તમે આ વાર. ૨૮૬
ઊંઘ વળી આવે નહીં, જેને માથે વેર;
કોઈ દીવસ તે જનનો, જીવ જાશે કુ પેર. ૨૮૭
પાર નહીં નુકશાનનો, વેર કર્યાથી ભ્રાત;
તે માટે સમજો તમે, શુભ વિચારી વાત. ૨૮૮
વેરી નહી જે જનને, તે જન છે ઉત્તમ;
જેને માથે વેરવી, તેમાં નહિ કંઈ દમ. ૨૮૯

શત્રુ બહું પ્રકારના, જગત વિષે તો થાય;
તેને જે જીતે બશે, તે નર સ્વર્ગે જાય. ૨૯૦
સામજો સમજને સર્વદા, કરો કરી શુભ વિચાર;
ધરો ધરી શિક્ષા સહુ તમે, કરો મીત્ર અપાર. ૨૯૧
શત્રુવટ કરવા થકી, થાયે છે ઉત્પાત;
તે માટે બ્રજ કહે, મન ધરો મુજ બાત. ૨૯૨

## बिरद.

### મનહર.

બિરદને પાળો તમે, તેથી જશ થાય બહુ,
એમ ગણી મન વિષે, વચનને પાળજો;
"પણ" પાળ્યા થકી ઘણી, આબરૂ તો આવે છેજ,
માટે કપટને તમે, ઝટપટ ટાળજો. ૨૯૩
ટાળ્યા થકી ઠામ ઠામ, સુકિર્તીનાં બીજ ઘણાં,
ઉગે આસપાસ વળી, એમજ વિચારજો;
ધરો મન વિષે આપ, એથી ટળે ત્રણ તાપ;
બિરદ વિનાનો જન, બદામનો ધારજો. ૨૯૪
"પણ" પાળ્યું બહુ જને, તેથી કિર્તિ બહુ થઈ,
વળી બહુ થશે ઘણી, એમ આપ જાણજો;
દશરથે પાળ્યું "પણ" કૈકેને આપેલું જે,
દેશવટો રામને તો, દીધો એમ ઝાલજો. ૨૯૫
તેથી એની સારી કિર્તિ, જગ મધ્યે થઇ બહુ,
એવું જાણી સહુ તમે, બિરદને પાળજો;
સુ વિચાર મન ધરી, કપટને દુર કરી,
સારા ગુણ પકડીને, કુવિચાર ટાળજો. ૨૯૬

### દોહરો.

પણ પ્રમાણે ચાલજો, જશ પામો બહુ આપ;

દુઃખ દુર જાશે તમ તણાં, ટળશે ત્રણે તાપ. ૨૯૭
પણ પાપોથી પાયમાં, થાયે છે બહુ યાર;
તે માટે સમજો સહુ, ચિત્ત ધરી વિચાર. ૨૯૮

## ક્ષમા.

### દોહરો.

સજ્જન સમજો સર્વદા, ક્ષમા કરેથી ભ્રાત;
શૂરાનો શણગારછે, એમ ગણો સાક્ષાત, ૨૯૯
માર્યાથીતો નવ થાય, વળી ઉપજે ઉચાટ;
તે કારણથી સજ્જનો, પકડો રૂડી વાટ. ૩૦૦
અકબરે પણ તેમ કર્યું, ક્ષમા દીધી એ'રામ;
તેથી જગમાં તેહનાં, થયાંજ રૂડાં કામ. ૩૦૧
આબાદી પામ્યો ઘણી, તેમજ થયું વખાણ;
એવું જાણી સહુ જન, પકડો ગુણની ખાણ. ૩૦૨
એક વર્ગમાં છોકરા, ભણતા વિદ્યાસાર;
"એક" વર્ગનો છોકરો, ધરતો કુ વિચાર. ૩૦૩
તેથી તેણે સર્વને, બગાડવા નિરધાર;
માટે ગુરૂએ તેહને, ટળવા ધાર્યો પ્યાર. ૩૦૪
તેથી સૌ રાજી થયા, ખુશ થયો નહીં એક;
તેણે ધાર્યો મન વિષે, વિશેશજ વિવેક. ૩૦૫
કહ્યું મૂખથી સુભતે, કરો નહિ વર્ગ બા'ર;
એથી એતો સુધરે, ધરજો એ વિચાર. ૩૦૬
ક્ષમા કરી મે'તાજીએ, સુધર્યો એ નિરધાર;
એ કારણ સૌ સમજીને, કરો તમે ઉપકાર. ૩૦૭
જરૂર ધરો શિક્ષા તમે, તજો જુલમની વાત,
તેથી સુખ બહુ આવશે, એમ ગણો મુજ ભ્રાત. ૩૦૮

## લઘુતા.

### મનહર.

લઘુતાને જન રાખે, એથી નુકશાન થાયું,
ધારી તૃષ્ણા પાર પડે, તોજ દુઃખ જાયછે;
તૃષ્ણા ધરે મન વિશે, પાર નવ પડે એક,
તેથી એહ મનુષ્યને, નુકશાન થાયછે. ૩૦૯
અલાઉદીને મનમાં, ધારી તૃષ્ણાઓને પણ,
પાર નવ પડી એક, ઉમદા વિચારની;
એક સમે સિકંદર, ગોડે પૃથ્વી જીતવીને,
બીજે ફેરે પેગંબરે, બનવા અસારની. ૩૧૦
તૃષ્ણા થકી ચિંતાપણ, પેદા થાય આપો આપ,
તેથી દુઃખ પ્રગટેને, જીવ પણ જાય છે;
નીચ જન લઘુતાને, વળગીને જીવ તણું,
નુકશાન કરી નાશવંત એજ થાય છે. ૩૧૧
ધન માટે તૃષ્ણા ધરે, એવાતો હજાર નર,
અમિચંદ અંગ્રેજનો, દલાલ કહાવતો;
તેતો ધન માટે ભળ્યો, ક્લૈવના કપટમાં;
અતિશે કુજેતી થઈ, એ તૃષ્ણાને રાખોતો. ૩૧૨

### દોહોરો.

તજજો લઘુતા સૌ તમે, હૈયે ધરજો હામ;
તૃષ્ણા વિણ જશ મેળવો, શુભ કરીને કામ. ૩૧૩
વળી વળી ખુબ વિચારીને, ધરજો આ શિક્ષાય;
તાપ ટળે ત્રીવીધીનાં, તાપજ પ્રલે થાય. ૩૧૪

!! जयतुजयतुआर्योदय !!

तथास्तु !! विजयश्रीआर्यरंग !! तथास्तु.

# कठण शब्दनो कोश.

અમુલખ (વિ) કિમતી.
અલ્પાયુષ્ય (વિ) ટુંકા આયુષનો.
અવર (વી) બીજા.
અનંત (વિ) બહું.
ઇનસાફ (ના) ન્યાય.
ઉલ્લાસ (ના) હરખ.
ઉત્પાત (ના) દુઃખ.

**क.**

કળી (વિ) કળાએ, ધીમે, આસ્તે.
કૂપ (ના) કૂવો.
કેશ (ના) વાળ.

**ख.**

ખંડ (ના) પૃથ્વી.
ખતા (ના) ગોદા.
ખટ (વિ) છ.

**च.**

ચતું (વી) છતું.

**छ.**

છેક (ના) છેડો.

**ज.**

જર (ના) પૈસો.

**ट.**

ટેક (ના) પણ, નિયમ.

**त.**

તૃણા (ના) તણખલું.
તિર્થરૂપ (ના) પવિત્રરૂપ.
ત્રાસ (ના) ધ્રાસકો.

**द.**

દાન (ના) થોક.
ધરણીધારણ (ના) પૃથ્વીનો ધરનાર.

**न.**

નિરક્ષરે (વિ) આંકડો ભણ્યા વગરનો.

**प.**

પતિઆર (ના) ભરૂંસો.
પાતક (ના) પાપ પ્રલે=બળીજવું.
પ્રિછો (ક્રી) ઓળખો.
પિતૃ (ના) બાપ.

**ब.**

બીરદ-પણ

**भ.**

ભ્રાત (ના) ભાઇ.

**म.**

મમતા (ના) અહંકાર.

**र.**

રાંકડા (ના) ગરીબ.
રૂચે (ક્ર) ગમે.
રવી (ના) સૂરજ.

**ल.**

લઘુતા (ના) તૃષ્ણા.
લહો (ક્રી) લો.
લાછ (ના) લક્ષ્મિ.
લેખુ (ના) હિસાબ.

**व.**

વણસે (ક્રિ) બગડસે.
વગ (ના) તરફદારી.
વસુ (ના) પૈસો.
વિશાળ (વિ) મોટું.
વિપત્ત (ના) દુઃખ.

વિપ્રીતં (વી) માઠી.
વિમાસણ (ના) પસ્તાવો.
વિરતી (ના) વિશ્રામ.
વિશ્વપાળ (ના) દુનીયાનો પાળનાર.
વિપ્ર (ના) બ્રાહ્મણ.
વેહેવડાવવું (ક્રી) કામમાં આણવું.

**श.**

શિરછત્ર (ના) માથાનું છત્ર.
શરો (ના) બાણ. સમસ્યા.

**स.**

સન્માન (ના) માન આવકાર.
સહાય (ના) મદદ.
સાહો (ક્રિ) પકડો.
સુપેર (વી) સારી રીત.

**ह.**

હામ (ના) હિંમત.
હુંપદ (ના) અહંકાર.

**क्ष.**

ક્ષમા (ના) માફ.

**श्र.**

શ્રોતાજન (ના) સાંભળનાર.



## अगाउथी ग्राहक थनार सद्‌ग्रहस्थनां नाम.

### ૨૫ કચ્છ દરબાર.

શ્રીમંત નામદાર સાહેબ બાહાદુર ૨૫

### ૧૫ વડોદરા.

મેહે. દિવાનબાહાદુર મણિભાઈ જસભાઈ સા. બા. ૧૫

### ૫ પલસાણા (નવસારી.)

મે. વહિવટદાર સા. ગોપાળલાલ માધવલાલ. ૨
મે. અવલકારકુન વિશ્નુ બળવંત ગોગટે. ૧
રા. રા. ના. નારાયણ માધવરાવ હિ. કાર. ૧
,, સરાફ કશનલાલ શીવલાલ. ૧

### ૧૧ ભાદરણ કોર્ટ.

મે. કાજી અબદુલ્લા મીયાંસાહેબ અવલ કા. ૩
મે. તા. ફોજદાર લક્ષમણરાવ રાવજી તાવડે. ૨
રા. રા. ગણેસ ગદાધર કારકુન. ૫
,, બાપુરાવ આનાજી કારકુન. ૧

### ૧૦ સાવલી.

મે. ભાદરણ ના. ફો. દાજીભાઈ કુંવરજી બારોટ. ૧૦

### ૧૧ સોજીત્રા.

મે. ભાદરણ શાળાના હેડમાસ્તર સા. વાઘજીભાઈ
વસનદાસ પટેલ. ૫

રા. ભાદરણના આસિ. મા. મથુરદાસ બાપુજી દવે. ૩

રા. રામભાઈ મથુરભાઈ પટેલ. ૨

રા. રા. ભાદરણના તલાટી પ્રાણજીવન પુરશોતમદાસ. ૧

### ૫ કારેલ.

રા.રા.ભાદરણ ફર્સ્ટ આ. માસ્તર મનસુખરામ દયાળજી.૫

### ૬ મદ્રાસ.

રા. ભટ્ટ ભલાશંકર સુભરાય સોજીત્રાવાળા. ૧

રા. વ્યાસ દામોદર લીલાધર ,, ૧

રા. દવે સોમેશ્વર જેઠાભાઈ ,, ૧

રા. ઠકર પ્રાણુલાલ અંબાશંકર ,, ૧

રા. ત્રવાડી પ્રેમાનંદ હરીભાઈ ,, ૧

રા. દવે મગન બાપુજી ,, ૧

### ૪ કરમસદ.

રા. નરસીંહભાઈ જેઠાભાઈ પટેલ. ૪

### ૬ આણંદ.

રા. મથુરભાઈ સાંમળભાઈ પટેલ. ૫

રા. કેશવલાલ પ્રાગજીભાઈ પટેલ. ૧

### ૫ વસો.

રા. ભાઇલાલ ખુસાલભાઈ વાળવોડવાળા. ૫

### ૩ સિદ્ધપુર.

વોહોરા મહમુદઅલી રસુલજી. ૩

" ,, મહમુદઅલ્લી અબદુલજી. ૧

૯ બાળચોડ.

રા. રા. નાથાભાઈ ઝવેરભાઈ ફ. આ. મા. ૨
રા. રા. બાઇલાલ મથુરભાઈ બી. આ. મા. ૨
રા. રા. ચતુરભાઈ ગોવિંદભાઈ. ૨
રા. ચતુરભાઈ વાઘજીભાઈ પટેલ. ૨
રા. જાદવભાઈ વલ્લવભાઈ પટેલ. ૧

૨ પેટલાદ.

રા. દલસુખભાઈ નરસીંહદાસ દેસાઇ. BARODA. ૧
રા. દલસુખભાઈ કરણાશંકર મેહેતા. ,, ૧

૧ દહેગામ.

રા. હરગોવિંદ ગોરધનદાસ શાહ. B. H. S. ૧

૬ વિરસદ.

રા. અમીન કસીભાઈ લલ્લુભાઈ. ૫
રા. અમીન જીવાભાઈ મથુરભાઈ. B.H.S. ૧

૧ કપડવણજ.

રા. વોહોરા ઇબ્રામજી ખાનભાઈ. ૧

૨ નડિઆદ.

રા. બાવાજીભાઈ ભલાભાઈ દેશાઈ. ૨

૨ બોરસદ.

રા. પરી. વ્રિજવલવ પ્રાણજીવનદાસ. ૧
વોહોરા છબા કાસમ ભાદરણવાળા. ૧

૫ ઝારોળા.

રા. મગનભાઈ ગોવિંદભાઈ આ. માસ્તર. ૧
રા. મુખી ઓાતમદાસ ગીરધરદાસ પટેલ. ૪

૪ આંકલાવ.

રા. રમણલાલ દામોદર તલાટી ફ. આ. મા. ૧
રા. શાહા મોહનલાલ રામચંદ્ર. ૧

રા. ઝવેરભાઈ લાલાજી પટેલ. ૧
રા. આસાભાઈ ભાઇજીભાઈ પટેલ. ૧

૪૮ ભાદરણ.

રા. સિવાભાઈ જીવાભાઈ આસિ. માસ્તર. ૧૦
રા. રા. હાથીભાઈ ઝવેરભાઈ આસિ. માસ્તર. ૫
રા. પંડ્યા અંબાલાલ ભીખાભાઈ. ૫
પટેલ ભાઇલાલ તૂળસીદાસ. ૧
પટેલ લાલાજીભાઈ મૂળજીભાઈ. ૨
પટેલ મહિજીભાઈ દેશાઇભાઈ. ૨
ઠાકોર ભાઇલાલ બાપુજી ડી. પો. ૨
પટેલ રાવજીભાઈ મોતીભાઇ. ૨
ભટ ચુનીલાલ રણછોડ. ૨
પટેલ ભાઇલાલ વેણીદાસ. ૨
પટેલ છોટાલાલ બકોરભાઈ. ૧
પટેલ ગગનભાઇ મીઠાભાઈ. ૧
પટેલ લલ્લુભાઈ કાસીભાઇ. ૧
રા. ઇશ્વરભાઈ કાસીભાઈ પટેલ. ૧
પટેલ હાથીભાઈ મરઘાભાઈ. ૧
પટેલ શોમાભાઇ શંકરભાઇ. ૧
રા. પટેલ મોતીભાઈ ભીખાભાઈ. વડોદરા હાઈસ્કુલ ૧
ગોર પીતાંબર અમથારામ. ત્રવાડી. ૧
ગોર બાપુજી અમથારામ ત્રવાડી. ૧
રા. ભીખાભાઈ ધોરીભાઈ પટેલ. ૧
વોહોરા બાબર સાહેબભાઇ. ૧
વોહોરા મહમ્મદઅલી સુલેમાનજી. ૧
સોની ફુલા ગલદાસ. ૧
લવાર શોમા ભાઈચંદ. ૧
સોની જેઠા ભાઇચંદ. ૧

## ૨ શીનોર.

મે૦ હેડમાસ્તર સાહેબ મનસુખરામ રામચંદભાઈ. ૨

## ૩ ભાદરણ.

જીજીભાઈ નાથાભાઈ પટેલ. ૧

રા૦ લાલાજીભાઈ જીજીભાઈ પટેલ. ૧

આસાભાઈ જેઠાભાઈ પટેલ. ૧

ઝવેરભાઈ વલ્લભભાઈ પટેલ. ૧

## Bombay.

F. S. MEHATA & Co. 1

## વીરસદ.

રા૦ નાથાભાઈ વેણીભાઈ અમીન. ૧૦

રા૦ મીઠાભાઈ તુળસીદાસ ॥ ૨

રા૦ મોતીભાઈ લલ્લુભાઈ ॥ ૧

હજી છપાયા પછી આશ્રય આપનાર ગૃહસ્થ.

## જુનાગઢ.

મે૦ દિ૦ બા૦ હરીદાસ વીહારીદાસ સા૦ બા૦

## જામનગર.

મે૦ મણીશંકર ગોવિંદજી વૈદ્યસાસ્ત્રી.

—※—

# જાહેર ખબર.

સદરહુ બુક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કિંમતે આપવામાં આવશે. વીસથી ઉપરાંત રાખનારને સેંકડે દશ ટકા કમીશન આપવામાં આવશે.

ભાદરણ—તેના કર્ત્તા પાસેથી.

સદર. આસિ૦ માસ્તર. સિવાભાઇ જીવાભાઈ પાસેથી.

ઉપર લખેલે ઠેકાણેથી રોકડી કિંમતે મળશે.

| | | ટપાલ ખર્ચ. |
|---|---|---|
| પ્રમાદ મોટો શત્રુ છે. | ૦-૧-૦ | ૦-૦-૬ |
| બોધમાળા ભાગ ૧ | ૦-૩-૦ | |

હજી હવે છપાસે.

| | | |
|---|---|---|
| બોધમાળા ભાગ ૨ જો | ૦-૩-૦ | ૦-૦-૬ |
| વાર્તાસંગ્રહ. | ૧-૦-૦ | ૦-૧-૦ |

ઉપર લખેલી બુકો પેકી ગમે તે લેવા ચાહાતા હો તો નીચેને શીરનામે જણાવશો. (નોટપેડ કાગળ લેવામાં આવશે નહિ.

ભાદરણ.
બોરસદ થઇને.

લી. નમ્ર સેવક.
વરજભાઈ વાઘજીભાઇ પેટેલ.
આસિ૦ માસ્તર.
પુસ્તકો પ્રગટકર્ત્તા.

